

ૐ

નિરંજન કૃત.

જ્ઞાતિના

# ઢંચી પટેલોનું પોગળ.

યાને

## સાચી સલાહ કે સુચના.



પ્રકાશક.

જ્ઞાતિ સેવક.

સુજ્ઞ જ્ઞાતિબંધુઓને સવિનય ભેટ




૧૯૮૦ પ્રત ૧૦૦ માગશર વદ ૫.

રશાસન પ્રિ. પ્રેસમાં શા. કેશવલાલ હલસુખભાઇએ છાપ્યું.
ઠે. કાળુપુર ટંકશાળ—અમદાવાદ.


અમુલ્ય.



# વિનંતિ.

ભાઈઓ.

આપની સેવામાં સાદર સમર્પણ કરેલો કાવ્ય સંગ્રહ કોઈ વ્યક્તિગત અગર સમૂહ પ્રત્યેની રોષની લાગણીથી પ્રેરાઈને લખ તથા પ્રસિદ્ધ થયો નથી માટે કોઈ શબ્દોનો ઉપયોગ કદાપિ કડક ગ લુમ પડે તો ગુસ્સે થવા પહેલાં જાતિ દોષ જોઈ સુધારી લેખકનો શ્ર સફળ કરવા પ્રાર્થના છે.

લખવા તથા છપાવવાને ઘણો થોડો વખત હોવાને લીધે ભુલ-ચુક સુધારી વાંચવા કૃપા કરશો.

દરેક કાવ્ય ગઝલના રાહમાં ગાવું એજ

જ્ઞાતિ સેવક



# જ્ઞાતિના
# પ્રપંચી પટેલોનું પોગળ.

---

તમે મણુકા સહુએ છો, સદાના એક માળાના;
વદો યશગાન મુખેથી, સહુ સાચા સુધારાના;
વળી છો દાસ વીરાઓ, ઘડેલા એક ધારાના;
નથી કો જ્ઞાતિમાં એવા, હશે જેઓ વધારાના.

૨

સહુનાં સુખ સાચવવા, વડીલે જ્ઞાતિ બાંધી છે;
કુસંપી, ક્લેશને હરવા, મળીને જ્ઞાતિ બાંધી છે;
પટેલો પાપથી ડરવા, સુધરવા જ્ઞાતિ બાંધી છે;
નહી પંચાત આદરવા, અરે આ જ્ઞાતિ બાંધી છે.

૩

તમે છો એકલા શાથી, બનેલા જ્ઞાતિમાં શરા ?
પટેલો ક્યાં બન્યા પાપી, પુરા પંચાતમાં શરા ?
અધુરા અન્ય માનીને, જણાયા જાતમાં શરા ?
અરે નિજની વડાઇને, વદો કાં વાતમાં શરા ?

૪

તમારી જ્ઞાતિમાં જામી, અરે શેખાઇ ઝાઝીકાં ?
સહુના અંતરે આજે, ઠરી સરસાઇ ઝાઝીકાં ?

પટેલો આપના દિલે, ભરી પક્ષાઇ ઝાઝીકાં ?
તમારા પૂર્વજો કેરી, ગઈ સચ્ચાઇ સાચીકાં ?

૫

કર્યું શું કામ સારૂં કે, દબાવો જ્ઞાતિમાં સહુને;
પુરાણુ છે કંઇ લ્હેણું, દબાવા જ્ઞાતિમાં સહુને;
કહોને હોય જે કે'વું, સરવના સાથમાં આવી;
થયા પિત્રાઇ દેવોના, મળીશું સ્વર્ગની ચાવી.

૬

સુધારા શુદ્ધ કરવામાં, રહી પટલાઇ સાચી છે;
વદેલું વેણ પળવામાં, અરે શેઠાઇ સાચી છે;
દયાળુ દિલ ધરવામાં, વીરા દાનાઇ સાચી છે;
અવરનું હિત કરવામાં, રહી મર્દાઇ સાચી છે.

૭

મુખેથી માગવાથી કંઇ, નહી મ્હોટાઇ આવે છે;
પરસ્પર બાઝવાથી કંઇ, નહી શેઠાઇ આવે છે;
હૃદયમાં દ્વેષ ધરવાથી, નહી દાનાઇ આવે છે;
મસાલા ફાકવાથી ના, ખરી મર્દાઇ આવે છે.

૮

ત્હમે છો સર્વના જેવા, સહુ છે આપના જેવા;
ગરીબોને જણાઓ છો, ત્હમે સંતાપના જેવા;
વદો છો શબ્દ શાંતિના, મીઠા આલાપના જેવા;
હૃદયમાં આંકડા ઝાઝા, ધરો કાં સાપના જેવા ?

૯

નહી વિશ્વાસ વાતોમાં, ત્હમારી કોઇને આવે:

લુખી પટલાઇ આલીકાં, ત્હમોને હાંકવી ફાવે;
કહીને એકને કાંઇ, અવરને અન્ય સમજાવો;
સદા સુદ્દલેસના ભોગે રમાતા, પેચના દાવો.

૬૦

ત્હમારા ખેલ ખોટામાં, સહુનું તેલ જાએ છે;
બધીએ જ્ઞાતિને પ્યારા, અતિ નુકશાન થાએ છે;
બીચારા વાતમાં બળીઆ, બની બે ભાગ ખાએ છે;
સકળનો ન્યાય સાચો તો, અહીંને આજ થાએ છે.

---

## આજકાલના પટેલો.

હમારી જ્ઞાતિમાં શૂરા, પટેલો પાકતા ઝાઝા;
સુધારા સ્થાપતા હસ્તે, અને ઉથાપતા ઝાઝાઃ
જણાતી જગતમાં જેવી, જટિલોની જમાતો છે
અરે તેવી હમારે તો, પટેલોની જમાતો છે.

૨

અતીશે જેમ ગરમીથી, મકોડા ઉભરાયે છે;
હજારો તીડનાં ટોળાં, ઉડી આકશ આવે છે;
ખરાબી ખારમાં કીધી, જતાના બાપડા ખાટયા;
અરે તેવા પટેલોના, અમારે રાફડા ફાટયા.

૩

અવરની વાતમાં ડાહ્યા, બની બોલી બતાવે જે;
ખુચ્રેને ખોચરે ખોળી, વીણીને વાત લાવે જે;

ફજેતી ફંદ કરવામાં, સદા સંપૂર્ણ ફાવે જે;
પટેલોની પરીક્ષા તે, ખુશીથી પાસ થાએ છે.

૪

ખુશામત જે કરે ઝાઝી, થયો તે ન્યાતમાં ડાહ્યો
પરાયાં પોલ જોનારો, પૂરો પંચાતમાં ડાહ્યો;
વદે જે બોલ મ્હોટેથી, વડાએ વાતમાં ડાહ્યો.
અગાડી આવતાં બેસે, જણ્યાએ જાતમાં ડાહ્યો.

૫

પટેલો જ્યાં પધાર્યા ત્યાં, સહુજન દૂર બેસે છે;
અવર ઉભા રહ્યા તેને, અરે કાં કોઇ પૂછે છે;
પટેલોને ગળ્યાં પાણી, મુખેથી પ્રેમ વર્ષે છે;
અવર કો આવતાં એવો, બતાવો કોણ હર્ષે છે.

૬

અરે તે આપને છેના, સુનેરી કાપને છેના;
અરે એ માન મ્હોટાઇ, તમારા બાપને છેના;
ખુશામતથી ખુશી થૈને, કદી ખાલી ફુલાતાના;
સહુએ સ્વાર્થની બાજી, ભુલીને ધાપ ખાતાના.

૭

તજો ગર્વિષ્ટ એ વાતો, ભલું જો જ્ઞાતિનું ચાહો;
લજાઓ મારતાં લાતો, ભલું જો જ્ઞાતિનું ચાહો;
ભુસીનાખો પડી ભાતો, ભલું સૈ સાથનું ચાહો;
બવાડા આ તજો ખોટા, ભલું જો ભ્રાતનું ચાહો.

---

# શેઠીયો કોણ?

મળેલા સર્વ મિત્રોમાં, અરે કો શેઠીયો કેવો;
કરે કંઇ જ્ઞાતિની સેવા, અરે તે વેઠીયો કેવો;
ખરી કો વાતમાં ચર્ચા, કરે તે ચેપીયો કેવો;
મુરબ્બી માનની ખાતર, ફરે તે ખેપીયો કેવો.

૨

હજારો દોષ શત્રુના, ભૂલી જન જાયછે જેઓ;
ચહેછે સર્વનું સારૂં, સદા પુજાય છે તેઓ,
રહે દરિયાવ જેવા એ, અરે દુનિયા તણા દેવો;
છતાં ના કોઇને કેંતા, હમારા પાદને સેવો.

૩

સહુનાં કષ્ટને હરવા, સદા ચિંતા ધરે છે જે;
નમાલી જ્ઞાતિ કેળવવા, પ્રયત્નો આદરે છે જે;
જમાવા ઐક્ય જ્ઞાતિમાં. બની દુખિયા ફરે છે જે;
ખરે તે શેઠીયા સાચા, સદા સાચું કરે છે જે.

૪

નહીએ બોલતા મુખે, હમોને માન આપોને;
હમારી સત્ય વાતોમાં, તમે સૌ ધ્યાન આપોને;
બીછાવી બેસવા આસન, પ્રથમનું સ્થાન આપોને;
હમોને ન્હા તણું પ્હેલું, પવાલું પાન આપોને.

૫

સહે સંકષ્ટ ઝાઝાંએ, સદા જે જ્ઞાતિને ન્હાતા;

ભલાઇથી ભરાયેલા, ભલા સૌ ભ્રાતને ચ્હાતા;
ગરિબોને તવંગરની, ખરી તે વાતને ચ્હાતા;
ધરેના લેશ મ્હોટાઇ, અરે તે શેઠીયા સાચા.

## આતે પટલાઇ કે ભવાઇ ?

મળી જ્યાં જ્ઞાતિ ભેગી ત્યાં, ફલાણા આવીયા છેના;
ફલાણાને સમાચારો, સહુએ કોવીયા છેના;
રહે અકડાશમાં એવા, સહુને સર્વ કે'શે કે?
નથી જે આવીયા તેઓ, વિના શું કામ રે' શે કે?

૨

પધાર્યો કે પટેલોતો, વિરાજે ગોદડા માંહી;
અવરશું જ્ઞાતિના બંધુ, નહી છે કોધડા માંહી;
સહુથી શું અરે બુદ્ધિ, ત્હમારી તે સવાઇ છે;
નહી પટલાઇ પ્યારાઓ, જમાનાની નવાઇ છે.

૩

તમો ડંફાસ હાંકો કાં, અવરના ઘાસખાએ છે;
ગણાવો અન્ય વાંકો કાં, ત્હમારા સૌ બતાવે છે;
તમે છો એકલા ડાહ્યા, બીજા શું બેલ ચારે છે;
યશસ્વી આ તમારી, કીર્તિની કિંમત કરાવે છે.

૪

ફલાણા ન્યાય આપે ને, ફલાણા ચોપડા ઝાલે;
ફલાણા વાત દાઢે ને, ફલાણા દાખલા આલે;

અડાવો લાકડાં આવાં, સહુ જ્યાં ભાઇ ભાઇ છે;
નહી પટાલાઇ પ્યારાએ, ભજાએલી ભવાઇ છે.

૬

બની બાહોશ મર્દાઇ, ઘણી આવી બતાવી છે;
અમોને લેશ પણ નાએ, વૃથા ડંફાસ ફાવી છે;
ખરેખર ખોપરી ખાલી પડી છે કે ખવાઇ છે.
નહી પટલાઇ પ્યારાએ, ભજાએથી ભવાઇ છે.

---

## શેઠાઇની લુંટ.

પટેલો જ્ઞાતિના આવો, લઇને સાથમાં પાઇ;
બજારે શાક ભાજી સમ, લુંટાતી આજ શેઠાઇ;
કદીએ સુજ્ઞને શાણા, જનોને સર્વ માનેતા;
સદાની માલકી કેરી, મનાતી આજ શેઠાઇ;
અરે અગ્નિતણા પુત્રો, રહ્યાછે કોયલા જેવા;
પિતાને પૂર્વજો કેરી, ગણાતી આજ શેઠાઇ;
જગાવે જૂના ઝગડા, લડાવે એક ભાઇને;
અહીં ઝેરી જનો માંહી, જણાતી આજ શેઠાઇ.
કરેશું બાપડી એતો, સદાએ શુદ્ધ સંસારે;
લબાડી લોકની સાથે, લજાતી આજ શેઠાઇ;
ધરે છે શાન્ત શાણાઇ, રહે જ્યે મધ્ય સાગરની;
કદીએ સાંકડા દીસે, સમાતી નાજ શેઠાઇ.

# સાચી સલાહ કે સુચના.

૧

મળો સૌ સંપથી બંધુ, બચાવો જ્ઞાતિ ડુબે છે;
તમારા ક્લેશમાં પ્યારા, ભલાજે બ્રાત ડુબે છે;
બિચારા બાલકો બ્હેનો, સ્વજનનો સાથ ડુબે છે;
સુખોને દુઃખના સાથી, તણો સંગાથ ડુબે છે.

૨

ભરાવી જે તમે રકઘે, તજો તે ઝેરની ઝોળી;
વિદેશી વસ્ત્રની પેઠે, કરો સૌ વેરની હોળી;
અતિ આરોગ્યતા માટે, ગળો આજ્ઞાનની ગોળી;
ચિત્તે જે મેલ ચોંટેલો, ચતુરો કાઢજો ચોળી.

૩

સહુ છે જ્ઞાતિનાં બાળક, અમારાં બાળકો જેવાં;
વડિલો વૃદ્ધ છે સર્વે અમારા પાલકો જેવા;
કુટુંબીના સમીઆખી, અમારી જ્ઞાતિ પ્યારી છે;
હશેજે કોણુ એવોક, વદેના જ્ઞાતિ મ્હારી છે.

૪

સુખોની ટોચપર સ્હેજે સ્હડેના જ્ઞાતિ કાં મ્હારી;
રીબાયે એક જો દુઃખે દુઃખીના જ્ઞાતિ કાં મ્હારી;
સમાજો સત્ય કેંનારી, નહી કાં જ્ઞાતિમાં મ્હારી
નહી વિદ્યા નહી લક્ષ્મી, નકામી કાં ગણે નારી.

૫

ધણી ગૌરવ ધરે એવું ખરેખર બાયલા એછે;
ક્યાંવણ મુખથી બોલે, બધાંએ ટાયલાં એછે;
મણુ સો જ્ઞાતિનું ન્હાએ, અરે ભ્રાતા ભલાએ છે;
હિતસ્વી જ્ઞાતિના સાચા, અનુપમ એકલાએ છે.

૬

વિના બેહસ્ત પ્યારાઓ, પડેના એકથી તાલીઃ
વિના બે ચાટવા હોડી, શકેના પાર ઉતારી;
અરે તેવી તમારેતો, પરસ્પરની સગાઇ છે;
નકો ઉંચો અને નીચો, સહુ સરખાજ ભાઇ છે;

૭

સુતરનો તાર કાચોજો, વિના કૈં કષ્ટ તુટે છે;
વણાયું દોરડું ઝાઝે, દુઃખેથી કાં વછુટે છે;
મળે જો દોરડાં ઝાઝાં, ગ્રહે છે મસ્ત હસ્તીને;
અજબ એ ઐક્યના બળથી, તજાએ સખ્ત તસ્દીને.

૮

અનાથોને અંપગોની, દુખોની દાદને ધરવા;
બિચારી વિધવા બ્હેનો, તનુજો ભ્રાત કેલવવા;
સમાજો સ્થાપવી ઝાઝી, દુખોનો નાશ કરવાને;
બનેતો ફંડમાં નાણાં, થવું તૈયાર ભરવાને.

૯

તમે એહાન આપો છો, તમારી જાતને માટે;

બિચારાં બાલકો બ્હેનો, અને સૌ ભ્રાતને માટે;
મથોછો આપ આસર્વે, મયાળી માતને માટે;
નહી કે દેશદેશોમાં, વડી વિખ્યાતને માટે.

૧૦

ત્હમારા માટજો પૈસા, ત્હમેના વાપરી શકશો,
અવરના હિતમાં નાણાં, કદી જો ના ભરી શકશો;
ખરેખર એજ લક્ષ્મી છે, ત્હમારો નાશ કરનારી,
સદા ટંટા બખેડામાં, ભુલાવી ધુળ ભળનારી.

૧૧

ત્હમારાં બાળકો પ્યારા, બચાવો બાળલગ્નેથી;
અરેકાં ઉગ્ર અગ્નિમાં, પતાવો બાળ લગ્નેથી;
ત્હમેકાં કુમળી બ્હેનો, રડાવો બાળ લગ્નેથી;
પનોતા પ્યારમાં ખામી, પડાવો બાળ લગ્નેથી.

૧૨

અરેએ બાળકો છેલ્લે, બધો સંસાર હારે છે;
વિચીક્ષણ સુક્ષ્મ બુદ્ધિનો, ખરો આધાર હારે છે:
દગાએ આપનાથી સૌ, દીધેલો દાવ હારે છે;
અમુલી જીંદગાનીનો, અમુલો લ્હાવ હારે છે.

૧૩

પછી નિર્દોષ એ બચ્ચાં, અતિ સંતાપ પામે છે;
ત્હમારા આ દગા માટે, દઇને શ્રાપ વામે છે.

૧૩

ારે ઈન્સાફ સાચો તો, જગતના નાથ સામે છે;
ાદી અન્યાય પાપેથી, વિજય કો પુર્ણ પામે છે?

૧૪

કરીને કામ તેજસ્વી, ગુણેથી ગામ શોભાવો;
ારીને પાપથી પ્યારા, નમાલું નામ શોભાવો;
યશસ્વી આપની કીર્તિ, કરીને કામ શોભાવો;
દયાળુ દિલધારીને, દીધેલા દામ શોભાવો.

૧૫

હીરાઓ રત્નના જેવા, શૂરાઓ પાકશે ક્યારે;
ગુજરતાં કષ્ટ જ્ઞાતિના, શિરેથી કાપશે ક્યારે;
કુધારા ક્લેશ કાપીને, સુધારા સ્થાપશે ક્યારે.
દિવસએ દિવ્ય શાન્તિનો, હમારો આવશે ક્યારે.

---

## આ તે લગન કે અગન?

સ્હકાની બાળને ઘોડે અગનમાં આપ તરછોડે,
નથી એ સ્નેહનું બંધન નિકંદન કાં કરે કોડે:
બન્યા જ્યાં ભાઇ વરરાજા વડિલોની તજે માઝા,
ફરે અભ્યાસ પર પાણી પધારે જ્યાં ગૃહે રાણી.
ન જાણે સ્નેહ એ શું છે ન જાણે લગ્ન તે શું છે;
અમુલા લ્હાવને અંતે અતિશય અલ્પ એ લે છે.

ન આંટે વૃદ્ધ માતાને પિતાને કોણુ પુછે છે,*
ઉડાવે પાસ જે મિલ્કત મઝા કંઇ ઓર લુંટે છે.
થતા ખુવાર તન મનથી અને ધનથી થતા છેલ્લે,
ગુમાવે આખરે ઇજ્જત પિતાપર દોષ સૌ મેલે;
અગર કો યોગ્ય બાળાને લગાવે મૂર્ખના કંઠે,
કરે રદ જીંદગી એની બીચારી શિર એ કુટે.
થતો ક્ષય કૈંક બાળાનો અકાળે ગર્ભ ધારણુથી,
કજોડાં કૈંકલય પામ્યાં અરેરે અન્ય કારણુથી;
પ્રજા નિર્માલ્ય મુકે છે જગતમાં દુઃખ ભોગવતી,
વિરાઓ બાળલગ્નેથી કદી શાન્તિ નથી વળતી.
તજો એ રાક્ષસી રૂઢી દયા નિર્દોષ બાળકની—
ધરો કંઇ અંતરે પ્યારા બજાઓ ફર્જ પાલકની;
તમારાં બાળકો કેરી લઇ આશિષ રીઝાઓ,
જનમતાં બાળ ઝડપાવી અરે કાં વ્યર્થ મલકાઓ.



## યુવાન પુત્રોનો પોકાર

તમે ટંટા બખેડાથી, અમોને ના બચાવો છો;
અમારા શુદ્ધ અંતરમાં, નિરંતર ઝેર વાવો છો.
અમારા દિલ મંદિરમાં, સુગંધી સ્નેહની છાઇ;
વિમળ વાતાવરણુમાં કાં, હવા ઝેરી જમાવો છો.
સખા સંગાથના સ્નેહી, અને મિત્રો તણા મેળે;
વિચરતાં કંટકો વેરી, અરે અંતર પડાવો છો.

હમારી પાસ આવીને, શ્રવણ આ અન્ય સુણતાના;
વિચારો વેર ભાવોથી, ભરેલા કાં ભણાવો છો.
હમારા બાળકો આવી, વદે કૈં સત્ય સુઝે તે;
અરે ડોળા બતાવીને, નકામા કાં ડરાવો છો ?
"કરીશું જે અમે તેતો, થશેના અન્ય થાવાનું;"
વદી એવું હમે કિંમત, હમારી કાં જણાવો છો ?
ભવિષ્યે દુઃખના ભોગી, નિરોગીને કરો છો કાં;
જણાએ કેટલું આથી, અમારૂં હિત ચાહો છો.
કહો જે તે હમે સાચું, બીજાઓનું બધું ખોટું
અરે કાકા તણો કકકો હમોને કાં ઘુંટાઓ છો.

---

## "ચહોજો જ્ઞાતિનું સારૂં."

વિસારો વેર પ્હેલાંનાં, ધરો સમભાવ સર્વેમાં;
જુઠાણાને કરો ન્યારૂં, ચહોજો જ્ઞાતિનું સારૂં;
અવરને કષ્ટ દાયીજે, કટુએ વાત કે'વાને;
વદનને વાસજો તાળું, ચહોજો જ્ઞાતિનું સારૂં.

મફતમાં માન મ્હોટાઇ, ચહો છો એજ ખોટાઇ;
કરો કંકાસનું કાળું, ચહો જો જ્ઞાતનું સારૂં.
સહુમાં સંપને સાધી, ઉપાધી દૂર ફેંકી દો;
સુધરવા એજ છે બ્હારૂં, ચહો જો જ્ઞાતિનું સારૂં.
સગાવ્હાલા સમા પ્યારા, ગણો આ સર્વ બંધુને;

કરી લો સત્યને પ્યારૂં, ચહો જો જ્ઞાતિનું સારૂં
કુવામાં ઘોર અંધારે, પડો કાં દેખતા ડોળે;
ચહો આ હસ્તમાં ડાળું, ચહો જો જ્ઞાતિનું સારૂં

---

## યાચના.

વદાયું હોય જો ઝાઝું, મને તે માફ સૌ કરજો
અતીશે જો ચડે ગુસ્સો, હૃદયને સાફ તો કરજો
ગણીને દાસ જ્ઞાતિનો, સહુ સંતાપને હરજો,
બને તો ધારવા માટે, મળીને ધ્યાનમાં ધરજો.

નિર

